# હિંદ કીર્તન.

પ્રકાશક

પટેલ જેકીશનદાશ ત્રીભોવનદાસ

બુકસેલર અને પ્રકટ કરનાર.

સ્ટેશનરોડ તાર ઓફીસ સામે-સુરત.

પ્રથમ આવૃત્તી.

પ્રત ૨૦૦૦  સંવત ૧૯૭૭

ફી પાંચ આના

# બે બોલ.





"હિન્દ-કીર્તન" ના નામથી સ્વદેશભક્તિનાં ગીતોનો આ સંગ્રહ બહાર પડતાં અમને અતિશય આનંદ થાય છે.

આપણી ગુજરાતી ભાષામાં આવા સંગ્રહોનો ટોટો જાણીતો છે. " સ્વદેશ કીર્તન " " સ્વદેશ ગીતામૃત " એવા બેચારેક સંગ્રહો પ્રજાને ચરણે રજુ થયા છે ખરા, પરંતુ દરેક જણ કબુલશે તેમ એવા સંગ્રહો જેટલા બહાર પડે તેટલા ઓછા છે. અમારૂં એમ પણ માનવું છે કે અમે જે સ્વરૂપમાં આ સંગ્રહ બહાર પાડીયે છીએ તેવા સ્વરૂપમાં હજુ સુધી એક પણ એવો સંગ્રહ બહાર પડયો નથી. અમારી શ્રદ્ધા છે કે જનસમાજ આ સંગ્રહનો સ્વીકાર પ્રેમથી કરશે,

જે જે લેખકો, કવિઓ, વિગેરેનાં ગીતોથી આ સંગ્રહને શોભા મળી છે તેનો અમો ઉપકાર ન માનીએ એના જેટલું ભુલભરેલું શું હોઇ શકે ?

અમે આ સંગ્રહને વધારેમાં વધારે લોકપ્રિય બનાવવા ખાતર તેની જેમ બને તેમ ઓછી કિમ્મત રાખવા યત્ન કર્યો છે. જેમ જેમ પ્રજા તરફથી ટેકો મળતો જશે તેમ અમારા ઉત્સાહમાં વધારો થશે. અને અમે કિમ્મત પણ ઓછી કરી શકીશું.

વિશેષમાં આ સંગ્રહ કરવામાં મને મારા મિત્ર જાણીતા લેખક **નટવરલાલ એમ૦ વીમાવાળાએ** અતિશ્રમ લઇ ઘણી ઉપયોગી મદદ કરી છે માટે તેઓનો આભાર ભુલવો જોઇતો નથી તેમજ આ બુક ટુંક મુદતમા છાપીઆપી મારા ઉત્સાહમાં વધારો કરવા માટે **ધી લક્ષ્મી પ્રી૦ પ્રેસના મેનેજર હીરાલાલ ચંદુલાલ ત્રિવેદીનો** પણ આભાર ભુલવો જોઇતો નથી.

દેશ પ્રેમનું જે અલૌકિક મોજુ હિન્દ પર હાલ ફરી વળ્યું છે તેમાં આ સંગ્રહ પણ કંઇક ફાળો આપી શકશે તો અમારી મહેનત અને સફળ થઈ માનશું.

લી૦ કૃપાકાંક્ષી.

**જેકીશનદાશ ત્રિભુવનદાશ પ્રકાશક.**



## ગુજરાતનો તપસ્વી



મહાત્મા ગાંધી

शठं प्रत्यपि सत्यम् બોધનાર.

(જુઓ પાને ૨૩ મે.)

# હિન્દ--કીર્તન.




( રાગ મિશ્ર પરજ-કવ્વાલી. )

જય જય જન્મભૂમિ. જનનિ !
જેની, સ્તન્ય સુધામય શોણિત ધમની;
કિર્તિ-ગીતિજિત, સ્તંભિત, અવનત,
 મુગ્ધ, લુબ્ધ, આસવિપુલ ધરણી !
ઉજ્જવલ-કાતત-હીરક-મુકત--
 મણિમય હાર-વિભુષણ યુક્તા-
સ્યામલ-શસ્ય-પુષ્પ-ફલ પૂરિત,
 સકલ-દેશ-જય-મુકુટમણિ !
સર્વ-શૈલ-જિત, હિમગિરિ શૃંગે,
મધુર-ગિતિ-ચિરમુખરિત ભૃંગે;
સાહસ-વિક્રમ-વીર્ય-વિમંડિત.
 સંચિત પરિણત-જ્ઞાનવતિ !
જનની-તુલ્ય ય ય કો મર-જગતે ?
કોટિ કણ્ઠે કહો, જય મા વરદે ? '
દીર્ણ વક્ષથી, તપ્ત રકત લઇ
 દેહ-પદે, ત્યારે ધન્ય ગણિ !

**પ્રભાશંકર મંગળજી દ્વિવેદી.**

# !!! માતૃભૂમિને !!!

આ દેશનાજ ગિરિ-શૃંગ સુરો વસે છે.
સરિતા પુનિત્ જળથી અહિંઆ વસે છે,
પ્રાચીન ગૌરવ પ્રભા જંહીં છે, પ્રકાશે,
એ ગર્વથી હૃદય ઉન્નત શું ન થાશે ?
છે આજ દેશ મંહી ગુંજન એ ગીતાનું,
આ પ્રિય સ્થાન વીર કૃષ્ણ અને પિતાનું;
એ ધર્મ-અર્જુન અને ભીમ આંહી ઘૂમ્યાં,
એ જ્ઞાનથી ઉર થતાં ન શું હર્ષ ભીનાં ?
સૌ તત્વજ્ઞાન તણું મંદિર આ ભૂમિમાં.
એ બુદ્ધ-શંકર-કપિલ અહીંજ ગર્જ્યાં;
"વિવેક"-"રામ" વળી વિસ્મૃત કયેમ થાએ?
એ દેશ જન્મ લઇ ગર્વ દીસે ન રાજે ?
છે સત્ય-પ્રિય અમદેશ-હુતો સદાએ,
એ રાજ્ય-પાટ ત્યજીને યશને વર્યા છે.
કયા દેશમાં વીર રહયા હરિચંદ્ર જેવા !
સુણી ધસે પ્રણય-અંજલી ઉર દેવા !
તારા, સીતાજ વળી દ્રોપદીને સુકન્યા-
મંદોદરી ભગવતી દમયંતી છે કયાં ?
ઇત્યાસ ઉજ્જવલ રહયો અમ સર્વ રંગે,
તે દેશને હૃદય પૂજ્ય ગણીજ વન્દે !

ટાગોર-બાલ વળી મોહન વીર પુત્રો,
એ બેન-આંગ્લ વીર હસ્ત ઝગેજ ઝુંડો:
સુરેન્દ્ર-પાલ અહીં સુત્ર વિશાલ સેવે
"સ્વર્ગાદપિ ગરિયસી" ગણી હર્ષ ઝીલે ? ?

મનસુખરામ, વૈજનાથ, દવે.

---

# ??? કે જીવન મીઠાં???

( ઠુમરી. )

કે જીવન મીઠાં જીવજો વ્હાલાં !
આશા અને ઉલ્લાસ ભર્યાં ? કે જીવન મીઠાં.
ગાઢ તિમિર છે રજનીનાં જો,
વાશે વ્હાણું તેજ ભર્યાં, કે જીવન મીઠાં.
શ્યામ મેઘદલ શિર ઝઝૂમે જો,
થાશે ક્ષેત્રો ધાન્ય ભર્યાં, કે જીવન મીઠાં.
અકલિત લીલા વિલસી રહી છે,
ભોગવજો પ્રીય ? હોંસ ભર્યાં; કે જીવન મીઠાં

ચંદ્રશંકર, નર્મદાશંકર, પંડયા.

# તે પરાધીન પેખશે.

( હરિગીત. )

**હિંદ માને** મંદિરે બંસિ બજાવી કૃષ્ણ રહે
દેવેશનું ઉદ્યાન આ અવતાર લીધા ઇશ્વરે.
**સ્વતંત્ર** ભાનુ: **ભારતીનો** હાલ કિન્તુ **અસ્ત** છે,
ધેનુ ચરાવી જે **ભૂમિમાં તે પરાધીન પેખશે?** ૧
જનની સદાજે સંત, સાધુ, મહંતને યોગી તણી,
શુરવીર ક્ષત્રિય રત્નની **માતા** તણી આ શું સ્થિતિ?
**સંતાન ભારતનાં** ઝુરે! તે કાનુડા સાંખી શકે?
ધેનુ ચરાવી જે **ભૂમિમાં તે પરાધીન પેખશે?** ૨
"**મોહન**" મધુરી **મોરલી** ક્યારે પુનઃ સૂણાવશે?
પ્રસરી નિરાશા **હિંદમા** ક્યારે **પ્રતિજ્ઞા** પાળશે?
**સ્વતંત્રતાનો** સૂર્ય ક્યારે **કાનુડા** પ્રગટાવશે?
ધેનુ ચરાવી જે **ભૂમિમાં તે પરાધીન પેખશે?** ૩

ઠાકોરલાલ જીવણલાલ દીવાન.

# ભારત સંતાનોને સંદેશ

( ચરચરી છંદ ) ( રાગ સોરઠ–ઝંપતાલ )

**સિંહનાં** સંતાનજો **તરણું** મુખે ધરશો નહિ !
જગવંદ્ય **ભારતમાતનાં** પદ પંકજો તજશો નહિ ! સિંહનાં૦
હાકલ પુરાણા **હિન્દની** નભમંડળે ગાજી રહી !
"**બળિયા મહા મનુદેવછો**"–ભયભીત લેશ થશો નહિ ! સિંહનાં૦
નિષ્કાળ **આતમભોગ** વીણ, સ્વાતંત્ર્ય કોદિ ન સાંપડે,
સ્વાતંત્ર્ય વિણ શ્રેયસતણી આશા ઉરે ધરશો નહિ: સિંહનાં૦
ધર માનના: માડી ! હવે વાણી અધિ ! નવજીવની,
જ્યોતિર્જવલંત અખંડ બસ પ્રગટાવજો **ભારત મહીં**;
પ્રગટાવજો ભારત **મહીં** ? પ્રગટાવજોઘરઘર **મહીં** ?

**સિંહનાં સંતાન**

**મુરારી લાલજી વ્યાસ**–

---

# પ્યારો દેશ !

**ગઝલ**

તમોને જો તમારાથી, તમારો દેશ પ્યારો છે;
ન તજશો ધર્મ નીતિ તો, વિજય અંતે થનારો છે.–
હશે જો સંપને સમતા, વળી કર્તવ્યને હિમ્મત.
તમારા ભાગ્યનો આખર, ચમકવાનો સિતારો છે–

જશે એ રાત અંધારી, ચમકતાં શૌર્યનો ભાનુ:
ઢંકા યાહોમ કરી રણમાં, વિજય ડંકો તમારો છે.

વિર-વિજય

લક્ષ્મી કાન્ત નાટક સમાજ

---

# ભારત–પૂજા

( ગિરધારીરે ! વાત કહું તે વિચારો એ રાહ )

**ભારત મારે !**

પ્રેમે પૂજન તુજ કરિયે
વળી સેવા તુજ આદરિયે–ભારતમા

મા સેવા તુજ પાવનકારીરે
સહુ સંકટને હરનારીરે
વળી ભક્તિ હૃદય ભરનારીરે વ્હાલી ભારતમા—
તારી સેવાના રૂપન્યારાંરે
સ્વદેશીમાંને રંગિયે સમાયાંરે
વળી દેશપ્રીતિમાં મનાયાંરે મારી ભારતમા—
અમે આજ પ્રતિજ્ઞા કરીશુંરે
બસ વસ્તુ સ્વદેશી વાપરીશુંરે
એવી રીતે સેવા આદરીશુંરે પ્યારી ભારતમા—

હોલિકોત્સવ
૧૯૭૭ } નટવરલાલ વીમાવાળા.

૮૨૬૩

# !! હિંદી ફુલડાં !!

## ગઝલ

પરાગે તેજ પુષ્પોની, ઝળકતી હિંદની બિંદી;
ખુંચે શુળી સમાં કેને, અમારાં ફુલડાં હિંદી,
પીંડ પત્રે રગે કાંટા વીંટાયું એકલ મધુરૂં એ;
ગુણી ગુલાબ મોહનશું, અનોખું ફુલડું હિંદી.
જલજ તોયે ન જલ સ્પર્શે, વિરક્તિ તોયે તે તલસે;
ઉદય અરવિન્દ પ્રચ્છે છે, સુતાંએ ફુલડું હિંદી,
થયું પશ્ચિમમાં પ્યારૂં, મીઠું ગુલદાવદી લાલ;
છતાં નાતાલનું ખીલ્યું અકાળે ફુલડું હિંદી,
મધુરૂં મોતી લીલમશું, રસીલા રાજ ચંપાનું;
દવા કડવી થતાં હલકયું, ગળાચડું ફુલડું હિંદી;
તપ્યું તાપ્યું તપાવ્યું શું, ચળકતું લાલ તેજસ્વી;
અલિ દંશિત ગુલ્લાલા અગન શું ફુલડું હિંદી;
પદે રંજીત મોહનને, ખીલ તું પુર્ણ વર્ષામાં;
વિઠ્ઠલને એક વલ્લભએ કંદમક ફુલડું હિંદી;
દિસે સંકોચ અંધેરે, ખીલે છે ચાંદની ખીલ્યે;
સરોજિની કુમુદ મીઠું, સુકોમળ ફુલડું હિંદી,
છુંદું છુંદું પડે તોયે, વીંખાવા પાંખડી ના દે;
મદન શર મોગરો મીઠું, મહેલું ફુલડું હિંદી,
ઉંચ્યું સુરેન્દ્ર સ્વર્ગથી, ઉતાર્યું પારિજાતકને;
થયું કંકાસ કજીયાળું, સુશોભિત ફુલડું હિંદી;

કમળ શું રૂપને રંગે, કને ભમરા ચતુર નાચે;
ભલે આવાસ પણ ચંપા, અમાન્યું ફુલડું હિંદી;
રહી કંટે અહિં કાંટે, સુગંધિ કેવડા સર્પે,
વીંટાયા હરસ્યામ કેતકીના, વિદેશે ફુલડાં હિંદી,
સુકયું ને ચીમળ્યું તોયે, ચિરંકાળેય સુગંધિ;
**બકુલ** મુકે ન **બાલ** મીઠી, હૃદયનું ફુલડું હિંદી,

હિંદુસ્થાન. } વિહારી.
તા–૧૫–૧૨–૨૦ }

---

# ભારત સંતાનોનું રણગીત,

અમે તો ભારતનાં સંતાન,
અમારો દેશ અમારો પ્રાણ— અમે

સ્વતંત્રતા જ્યોતિ પ્રકટાવા ભગવો ભેખ ધરીશું
સ્વાર્થ અને તમ મન ધન ભોગે સેવા શુભ કરીશું
ગજવશું હિન્દ તણાં જયગાન— અમે

ભારતમાં અમ આત્મયજ્ઞની ઝળહળ જ્યોત ઝળકશે
આખીયે આલમનાં પાપો નષ્ટજ થાશે બળશે
ફરકશે હિન્દ તણાં નિશાન— અમે
અમારો દેશ અમારો પ્રાણ— અમે
અમારો ધર્મ અમારો પ્રાણ— અમે

**નટવરલાલ વીમાવાળા.**

## તિલક નિવાપાંજલિ,

તારા જીગર તણી હું કુંચી ખરી બતાવું:
હું ઓળખું છું પણ કયમ ચીતરી બતાવું?
ભાષા મહીં ન શબ્દો છે રંગ પૂરવાને–
તોપણ હૃદયની આછી પીંછી જરી બતાવું.
'હા—હાય—હાય' કહેવું અપમાન છે એ તારૂં;
નિર્માલ્યતાથી હું નહીં આંખો ભરી બતાવું.
રડનાર લાખ છે પણ કહેનાર કોઇ છે એ?
બહુ તેં કરી બતાવ્યું કંઇ હું કરી બતાવું.
જે યજ્ઞ આદર્યો તેં જોશે બલિ જો તેની;
દેશે પ્રભુ એ શક્તિ હું એ મરી બતાવું.
છે એજ શ્રાદ્ધ તારૂં ને સ્મરણ સ્તંભ તારો;
તારી સજેલ છરીએ માથું ધરી બતાવું.

દિવાનો,

# માતૃપ્રેમ!

### ગઝલ

ખરા તે હિંદના સંતાન, લડે જે હિંદના કાજે;
લડે જે હિંદના કાજે, મરે જે હિંદના કાજે,
ડુબાતો દેશને દેખી, ચડે વા'રે ઉમંગેથી,
પ્રભુ કે બાદશાહોથી, ઝુઝે જે હિંદના કાજે.

ન મોહે માયા મહોબતમાં, ન લોભે માત્ર દોલતમાં;
જીવન જર પ્રાણ સૌ પળમાં, તજે જે હિંદના કાજે,
**યતોધર્મ સ્તતોજય છે,** કરો યાહોમ શો ભય છે;
અમર તે થાય નિશ્ચય છે, **મરે જે હિંદના કાજે.**

**વીર કેશરી.**

શ્રી વિશ્વરંગ નાટક સમાજ.

# અદ્‌ભુત ભારતમાત !

(રાગ– " જય જય ગરવી ગુજરાત " એ લયમાં)

જય જય અદ્‌ભુત ભારત માત !
અમારી અનુપમ ગુણમય માત !
નમી બળતી તુજ સંતતિ માત !
જય જય અદ્‌ભુત ભારત માત !

શિર વિરાજતો મુગટ હિમાલય, દુનિયામાં નહિ જોડ;
તુજ ચરણ તળે વહતી નદી કૈં શે, કોની નથી કંઇ ખોડ;
અનુપમ જળસ્થળ એવાં જોઇ !
પડે કંઇ પરદેશી ત્યાં મ્હોઇ !
ભવ્ય એવી તુજ મોહક જાત !
જય જય અદ્‌ભુત ભારત માત !

મધુર દિવસ ચન્દ્રીભરી રાત્રી, વરતાં તુજને ખાસ,
કુદરતની લક્ષ્મીભર્યાં બાળ શાં રાખે રહોડે પાસ,

અતિશય ગુણકારી ફલ ઝાડ,
સુશોભિત ને મોહક ફુલઝાડ !
ભવ્ય એવી તુજ મોહક જાત !
જય જય અદ્‌ભુત ભારત માત !

જ્ઞાન અનેક તરેહ તણું તેં રજુ કર્યું જગપાદ;
અતિ ઉંડો જ્ઞાન ભંડાર દેખી એ ઉતર્યો જગનો નાદ !

અનેરાં કળાશાસ્ત્રની ખાણુ;
જગતને દેતી બુદ્ધિની લ્હાણુ !
ભવ્ય એ તુજ મોહક જાત !
જય જય અદ્‌ભુત ભારતમાત !

વિજયવતિ તું અભયદાયિની અવતરી કમળા માત !
તું બની ઉદાર શી રિદ્ધિસિદ્ધિ દે સકલ જગત જન જાત !

વર દે, સુખ દે તું સદાય
જગતમાં ઘર ઘર તું પૂજાય,
ભવ્ય એવી તુજ મોહક જાત !
જય જય અદ્‌ભુત ભારતમાત !

શસ્ત્ર ધરંતી અભયદાયિની અવતરી કમળા માત !
વળી શાસ્ત્ર પ્રસારે જગમાં તેને કંઇ ના આવે આંચ !

તરાવે વિશ્વ સકળ એ રીત;
કબુલ સંસ્કૃતિ તુજ સૌ નીત !
ભવ્ય એવી તુજ મોહક જાત !
જય જય અદ્‌ભુત ભારત માત !

અમ હૈયે તું નિત્ય વિરાજે ભક્તિરૂપ, ઓ માત !
અમ શરીર વિષે તું રહે જીવનભર જીવન પ્રાણુ સાક્ષાત !
અમ ભુજે શક્તિ ભરપુર !
મુકી તેં, કરશું કંઇક જરૂર !
ભવ્ય એવી તુજ મોહક જાત !
જય જય અદ્દભુત ભારતમાત !
કોટિ કોટિ તુજ હિન્દી બાળક બન્યા પુરા તૈયાર
બની સજ્જ બરાબર સહુયે વાતે કરશું રિપુને પાર !
સહુ વીર હૃદયી તુજ બાળ !
બન્યાં મક્કમ નિશ્ચયથી આ કાળ !
અમે જગ વિષે ગજવશું જાત !
જય જય અદ્દભુત ભારત માત !

(વડોદરા) ભરત

# હવે મને હિંદ છે વ્હાલોરે !

( હમને વ્રજવાસ છે વ્હાલોરે એ રાગ. )

પાયો મારા ગુરૂજીએ પ્યાલોરે; હવે મને હિંદ છે વ્હાલોરે,
કેળવતહર કેળવણીએ, કીધા તન મન ધનથી ખુવાર,
માનાપમાનનું ભાન નહિ. બન્યા મુર્ખના સરદાર.
કર્યો વધુ ડાઘ જે કાળોરે-પા યો૦

કોર્ટ–રણે ખેલે શૂર **વકીલો** જીભ તીખી તલવાર;
જીતેક હારે ન ન્હાવું નીચોવવું, પ્હેલાં ભરે ઘરબાર,
**ગુલામીની ગુંથે છે જાળોરે**–પાયો૦
**ઘંટીનું** પડીકું ગળે લટકાવીને, ભૂખે ખાલી કર્યું પેટ,
મોંમાં માર્યો **સુધારાનો** લાડુનો ડુચો ન ઉતરે હેઠ,
**ધતીંગ એ ધારાનું ટાળોરે**–પાયો૦
સત્યનું શસ્ત્રને શીયળનું બખતર, શાંતિ **સમી સજી** ઢાલ;
આપ બળે ઝુઝી મરવું કે, તરવું આજે, કોણે દીઠી કાલ;
ખોટાં બધા અન્ય છે ખ્યાલોરે. **આહુતિ સર્વસ્વની આલોરે**,
પડો પણ પાછા નહિ ચાલોરે, હવે મને હિંદ છે વ્હાલોરે–
**જીગર.**

# ! એક પ્રભુના બાલ !

આપણ એક પ્રભુનાં **બાલ**
કદિ કોને નવ દેવું આળ–આપણ૦
**એક** વાટથી આવ્યા સઘળા, **એક**જ ઘાટે જાવું;
એક વિશ્વમાં વસવું વ્હાલા. પછી શીદ વણસાવું–આપણ૦
પત્ર પુષ્પને શાખા ભળતાં, **તરૂવર** એક જણાય;
**હિંદુ મુસલમીન** એક ખુદાની આલમ એક ગણાય–આપણ૦
ઋતુ ભેદના નિયમિત રૂપો, સહુને લાગુ થાય;
**મુસલમીન** હો વા **હિંદુ** ભિન્નતા નહિ જરાય–આપણ૦
**ગોકુલદાશ નાનજીભાઈ ગાંધી,**

# "સ્વદેશ–દાઝ"

(હરિગીત.)

શું હિનભાગી કોઇ એવો, જન્મ્યો કહો આ જગતમાં !
જેના હૃદયમાં ના વસ્યા, ભાવોજ નિજ ભૂમી તણાં;
શું કોઇ એવો હા ! હશે, વધ્યો કદી મુખથી નથી,
કે માતૃ ભૂમિ મ્હારી છે, મ્હારી તે મ્હારી.
દુર દેશોમાં વશી, મુસાફરી મોટી કરી,
પાછો ફર્યો નવ ભૂમિમાં, જીંદગી વૃથા તેની ગઇ;
ઈલ્કાબ મોટા મેળવી, 'સર' 'નાઈટ' કે "જે, પી" થયા;
જો દેશનું હિત ના કર્યું, ઇલ્કાબ સર્વ એળે ગયા.
પરદેશમાં જીંદગી ગુમાવી, દ્રવ્ય અઢળક ભેગું કર્યું;
સ્વભુમિ કાજે પાઇ ના અર્પી ભેગું કર્યું તે ના કર્યું.
ઇલ્કાબથી મ્હોટા થવા, લાખો તણી હોળી કરી;
નિજ દેશના ઇલ્કાબ કાજે, પાઇ નવ અર્પણ કરી.
તે નીચ પામર પ્રાણીને, હાં ! સર્વદા ધિક્કારજો;
જે "હું" પદે ધારી ફરે, જન્મ્યો મુવેલો જાણજો.
કીર્તિ ત્હેની કબરે ગઇ, પોતે ગયો સ્મશાનમાં;
માટી તણું એ પુતળું, થયું માટીના એક તાનમાં.
શું શખ્સ કો એવો હશે ? જે દાઝ ત્હેની દિલ ધરે;
તે પંડે હીણી માટીમાં; આખર જવાનો છે ખરે,
છે દેહ આ શું કામનો ? નિજ દેશનું હિત ના કર્યું;
જન્મ્યો ન જન્મ્યો જગતમાં, જનની તણું જોબન હર્યું.

"હૃદય પુષ્પ"

# "ગુર્જરી પૂજન"

(આશાનો લય)

કરો સહુ ગુર્જરીનું સન્માન–ધૂન
એ કે જેને હસી રમી ઉછર્યા
બલ પુષ્ટિ સહુ જેણે અર્પ્યાં,
દયા પ્રેમ નર્મદ જ્યાં વિચર્યા
અન્ય દાસ મહાન્–કરો–

ગોવર્ધ્ધન મણિ બાલ મસ્તની,
વાણી મધુરી રસવતી જ્યાં ઝલકી.
ગાયદિગન્તે કીર્તિ સુન્દરી
એ નન્દન વન ગાન–કરો–

સદ્ ભાવોનો ભોગ ધરાવો
પ્રતિભાનાં શુભ ફૂલ ચઢાવો.
અચલ પ્રેમ–દીપ જ્યોત જલાવો;
કરો સ્વાર્થ–બલિદાન–કરો–

હર્ષ-અશ્રુ સહ પુલકિત બનીને
તન મન ધનથી પૂજન કરીને
માગો ચર્ણે વંદન કરીને.
ઉન્નતિનું વરદાન–કરો.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી.



# અઢગત સ્વામી રામનો સંદેશ.

શાર્દુલ વિક્રિડિત

હો ? **હિન્દુ** યદી **શીખ ખ્રીસ્તી.** જન તું કે **પારસી મહંમદી**
યા હો ? **જૈન–સમાજ–વૈષ્ણવ** કદિ, પરવા કશીએ નથી.
મારે લેશ ન ભિન્નતા તપ વિષે બન્ધુ બધા વિશ્વમાં:
મારા આત્મ તમે અને તમ તણો હું એજ સંદેશ આ;
મારી તેમજ સર્વની જનની તો, આ **ભાર્ત** ભૂમિ ખરે;
વહાલાં એકજ માતનાં જગતમાં સંતાન સૌ આપણે
અહા ? જે વય વાનથી રૂધિરને, મસ્તિષ્ક અસ્થિ થયાં,
ના માનું કદિ દૂર અંતર થકી. સ્વીકારૂં સુહૃદ બધા.
છું હું પ્રેમસ્વરૂપ પ્રેમ મુજનો, સામાન્ય સૌ ઉપરે;
છું હું સાગર પ્રેમનો પ્રિય જનો, પ્રેમોર્મિઓ ઉછળે.
તારો જે યદિ પ્રેમ સાગર વિષે, તે પૂર્ણ પ્રેમિ થશે.
હો તું શત્રુ ભલે તને પ્રણયથી, મામાત્મ આલિંગશે.–

"નલિની કાન્ત"

# ભારત માતને ચરણે!

( ગઝલ )

ખરેખર હિંદની આંજે. બધી પલટાઈ છે બાજી:
હવે સ્વાર્પણ તણી તાલીમ, અમે લઇશું થઇ રાજી;

હવે તો બ્હીકનાં જડ મુળ. અમે પકડી ઉખાડીશું.
હમારી દેશ સેવાની. પ્રતિજ્ઞા સર્વ પાળીશું.
ખરૂં જે હોય તે કહેવા, ન કરશું કોઇની પરવા,
ખરૂ જે હોય તે કરવા, ન ધરશું કોઇની પરવા,
ખરેખર સત્યને માટે; ન દુનિયાની જશ પરવા;
અમારા દેશને માટે, નથી બસ કોઇની પરવા,
હવે તો આત્મ સંયમની, અમે સમશેર બાંધીશું.
ઝુકી મયદાનમાં જલદી, મનેચ્છા સઘ સાંધીશું.
અમે ફતેહનો ડંકો, વિજયી થઇ વગાડીશું.
હવે તો હિંદને ચરણે, અમારા શિશ ઝુકાવીશું

ચંદ્રકાન્તજી પરીખ.

# માતૃભૂમિને અભિવંદન!

વંદુ માતા વિશ્વ વિખ્યાતા! પદ પંકજ તુજ ભરતભુમિ,
જીવનનાં અભિલાષ પુરે તું, પરમ સુખદ પ્રિય પુણ્ય ભુમિ!
શીર મુગટ હિમાદ્રિ રાજે, દક્ષિણ ભુજ પંજાબ વિરાજે,
વામ ભુજે વ્હે જ્ઞાનની ગંગા, ચરણ ચુમે મહારાષ્ટ્ર ભૂમિ–વંદુ.
સુરગણની તું શકિત માતા, ઋષિવર કેરી નિવાસ ભૂમિ,
વેદ પ્રકાશે ઝળહળ અંગે, દેવભૂમિ અમ સ્વર્ગ ભૂમિ–વંદુ.
વીર રત્નની વિભુષિત માતા, વિશ્વ વિષે સૌ તુજ ગુણ ગાતા.
લક્ષ્મી તણાં નવલાંજ સ્વરૂપે, શોભી રહી શી સુવર્ણ ભૂમિ,–વંદુ.

પૂર્વથી ચેતન ભર્ગ તું રેડે, જડ વિજ્ઞાન–તિમિર વિખેરે
ભુલ્યા ભટકી શરણે આવે, પાદ પુજે તુજ પુણ્ય ભૂમિ–વંદુ.
પશ્ચિમ જડ શક્તિથી ગાજે, ભૌતિક સુખ–આસનપર રાજે,
જડમાં ચેતન તત્વ વિરાજે, એ આકર્ષે આર્ય–ભૂમિ–વંદુ.
શિશુપર સ્નેહ સુધા વર્ષાવે, નીતિ રીતિ સંપ સજાવે,
આત્મભોગના પાઠ ભણાવે, જગહિત કાજે જન્મભૂમિ–વંદુ
" સિંહ "

# ' જય ભારતી માત અમારી '

હે જન્મભુમિ જયકારીરે જય ભારતી માત અમારી !
ગૌરવ કરીએ નરનારીરે. ભારતી માત અમારી.
હરિચંદ્ર ને ધર્મ રઘુવીર ભાર્ગવ સમ ભય હારી
સતી સિતા તારા સાવિત્રિ, સતિઓ અહર નારીરે ભારતી.
કયાં તે અનુપમ રત્ન અમારાં, કયાં સતીઓ સન્નારી,
કયાં તે પ્રાચીન ગારવ સઘળું, કયાં આ દશા બીચારીરે ભારતી.
દેશ તણી લવલેશ દયાધર દીલમાં વિશ્વ વિહારી.
કુસંપ ઇર્ષા દ્વેષ ટળે ને, વસે એકતા પ્યારીરે ભારતી.
થાવ ઘરે ઘર આર્ય ભગિનીઓ, ધર્મનીતિ ધરનારી,
દેશભક્ત સહુ થાવ બંધુઓ, એ અભિલાષા અમારી.
જય ભારતી માત અમારી.

અહલ્યાબાઇ.

શ્રી વિશ્વરંગ નાટક સમાજ

# ગુજરાતનો તપસ્વી.



એ તપસ્વી છે
સાબ્રમતીના ઉંચા કિનારાનો
રિદ્ધિવંતા રાજનગરની હવેલીઓનો
એ યોગીન્દ્ર છે અવધૂત એ તો સંસારી સાધુ છે,
ગૃહસ્થ થઇ સંન્યાસ પાળે છે, નિરંતર દુઃખને ન્હોતરતો
એશિયાના એક મહાયોગીન્દ્ર ઇશૂનો એ અનુજ છે નાનકડો
પરપીડા પ્રીછી પ્રજળનાર મહાવૈશ્ણવોનો એ વંશજ છે,
શ્રી નગરનો જાણે નરસિંહ મહેતો હૈયામાં એના હોળી સળગે છે,
જલવંત અંગારા જેવી છે એની આંખડિયો
વદને વિરાજેલી છે વિષાદ છાયા
દેશની દાઝથી દાઝે છે. છણુ છણતી એની દેહલતા
વિરોધીઓ પ્રતિયો પ્રેમીલો બોધનાર
शठं प्रत्यपि सत्यम् બોધનાર
"અન્યાય સામે યે ઉગામમા"નો અનુયાયી
"દેહથી દેહી જયવંતો છે"નો આચરનાર
દુઃખતી તપતી આ દુનિયાનો દરવેશ છે તે

**ન્હાનાલાલ કવિ.**



# હમ ભારતકી સંતાન!

ભારતકી સંતાન સભી હમ ભારતકી સંતાન
ભારત ગુણકી ખાન સભી હમ ભારતકી...
હૈ નસ નસમેં ભરા હમારી,
ભારત ગૌરવમાન સભી હમ ભારતકી સંતાન!
દેશ સમુન્નતિ સે ન હટેંગે,
ચાહે જાવે પ્રાણ સભી હમ ભારતકી સંતાન!
મિલકર અબ હમ શીઘ્ર કરેંગે,
ભારતકા ઉત્થાન સભી હમ ભારતકી સંતાન!
વિશ્વ ભુવનમેં વિજય પતાકા,
લેંગે સાભિમાન સભી હમ ભારતકી સંતાન!
ઐક્ય ભાવકા પાઠ પઢેંગે,
કર પ્રેમામૃત પાન સભી હમ ભારતકી સંતાન!
રાજનીતિ ઔર ધર્મતત્વકા,
પ્રાપ્ત કરેંગે જ્ઞાન સભી હમ ભારતકી સંતાન!
પ્રેમ પૂર પૂરિત સરિતામેં,
નિત્ય કરેંગે સ્નાન સભી હમ ભારતકી સંતાન!
વિશ્વ * વિભાકર, જય સાધનમેં,
દેવેંગે વરદાન સભી હમ ભારતકી સંતાન!

લે: મુનિ તિલક વિજય પંજાબી!

# જન્મભૂમિ.

**ચાહો સદા નિજ જન્મભૂમિ.**

(ભારતસેવા માટે ખાસ)

જનનીને ચહે જ્યમ બાલકડાં.
એમ ચાહો સદા નિજ જન્મભૂમિ.
જ્યમ 'મા' કહી વાત્સલ્યભાવ ભર્યા,
ત્યમ ચાહો નિરંતર માતૃભૂમિ.
કદિ માત ભણી નહિં શાલાવિષે,
કદિ માતનું જ્ઞાનજ અલ્પ હશે,
તદપિ નિજ મા તે મા જ થશે—
ત્યમ ચાહો નિરંતર માતૃભૂમિ.
કદિ અન્યને મેડી મ્હોલાત હશે,
રસજીવન ભવ્ય વિલાસે વસે,
પણ 'ઝુંપડી મ્હારી' જે ભાવ થશે—
ત્યમ ચાહો નિરંતર માતૃભૂમિ.
કદિ કોયલડી ટૂહુ કરી કુજશે,
કદિ બુલબુલ ગાન મીઠાં કરશે,
પણ માતગીતે જે પ્રેમ વસે—
ત્યમ ચાહો સદા નિજ જન્મભૂમિ.
ભલે વિદ્યુત તેજ અંબાર ભરે,
ભલે દીપકમાલ હજાર કરે,
પણ ચંદ્રની જ્યોત્સ્નિકા ચંદ્ર ચહે—

ત્યમ ચાહો સદા નિજ જન્મભૂમિ.
જનનીને ચહે જ્યમ બાલકડાં,
ત્યમ ચાહો સદા નિજ જન્મભૂમિ.

**ગોકુલદાસ દ્વારકાદાસ રાયચુરા.**



# રેંટીયો—તેનું—ભૂત-વર્તમાન, અને ભવિષ્ય.

ભૂત— સોરઠા,

વરાળનો વસવાટ, નિત્ય ઉનામણીએ હતો;
સંભળાતો સુસવાટ. તયે ભજાતો રેંટીયા—૧.
પવન પંખીને માટ, ફરતો વન મેદાનમાં;
ચકફી તણા ન ઘાટ, તયે સજાતો રેંટીયા—૨.
વીજળી કરતી વેગ, ફરતી વાદળને વિશે;
તારો રહયો તો ટેક, કરતો રહેતો રેંટીયા—૩.
લોઢું ને ગજવેલ, પૃથ્વિને પેટે પડયાં;
ફરવું હતું સહેલ, ત્યારે ફરતો રેંટીયા—૪.
રાણીનો રણવાસ, રંક તણી જ્યાં ઝુંપડી;
વસ્ત્ર વણાતાં ખાસ, ત્યારે ફરતો રેંટીયા—૫.
ધિમું થાતું કામ, પણ ઝીણું સારૂં થતું:

માગ્યાં મળતાં દામ, વ્હાલો હતો તું રેંટીયા—૬.
સાધન તણો અભાવ, સ્વાલંબન સમજાવતો;
સૌ કોઇ પૂછે ભાવ, ત્યારે ત્હારા રેંટીયા—૭.
સ્નેહિ દિલ સંધાય, સુત્ર તણા બહુ તાંતણે;
એ સહુને સ્હમજાય, ત્યારે ફરતો રેંટીયા—૮.
નવરૂં વાળે નખ્ખોદ, એ સૂત્ર સહુ માનતા;
પ્રેમ વાત વિનોદ ફરતાં થાતો રેંટીયા—૯
દેસ વિદેશ સંબંધ, આવો ગાઢ હતો નહિં;
નવા નવા કંઇ રંગ, સ્વપ્ને ન્હોતા રેંટીયા-૧૦.
ચક્રવર્તીએ રાજ, સત્યુગમાં ત્હેં ભોગવ્યું;
કર્યાં અનેરાં કાજ, શ્રેષ્ટ ગણાયો રેંટીયા.-૧૧.

વર્તમાન:—

દરિયે ફરતાં નાવ, રેલ ગાડી દોડતાં;
ઘટી ગયા છે ભાવ, ત્હારા હવે તો રેંટીયા—૧,
નવા નવા કાંઇ માલ, ગાંસડીએ વરસી રહ્યા;
ત્હારા ભુંડા હાલ, થાવા માંડયા રેંટીયા.—૨.
ચીન અને જાપાન, ફ્રાન્સ અને ઇંગ્લંડથી;
વિદેશી બહુ બહુ માલ, વધી ગયા છે રેંટીયા.—૩.
સંચા સામે બાથ, ભરવી બાપુ સહેલ નહિ;
ભક્તોનો આ સાથ, રડતો રહ્યો છે રેંટીયા,—૪.
બે આનાનું શેર બારે કલાક કાંતતા;
અન્ન વસ્ત્રથી વેર, રહી જાય છે રેંટીયા.—૫
મોંઘવારીનાં દુ:ખ. થોડે પેટ ભરાય નહિ;
તજતાં ત્હારી કૂખ, રેઢો મુકયો રેંટીયા,—૬

બગડાનાં કાંઇ કામ, ભાણી નિંદણ કે વાઢણી,
આપે પુરતાં દામ, શાને સંભારે રેંટીયા.—૭.
ભરત ટોપીનાં કામ, કે ગુંથણ કંઇ અટપટાં;
કરી શણગારે ધામ, મેડે ચડાવે રેંટીયા.—૮.
રહ્યાં ન વૃદ્ધ શરીર, ધીમાં પણ બહુ કામઠાં;
યુવાન મન અસ્થીર, સામું જુવે ન રેંટીયા.—૯.
જાડાં ને મજબુત, ખુંચે ને રૂચે નહિં;
નહિ શોખનું ભૂત, ધડો ન થયો રેંટીયા.—૧૦.
ભાંગ્યા ત્રુટયાં અંગ, હાડ પાસ નોખાં થયા;
એવા તારા ઢંગ, રખે બળાતો રેંટીયા.—૧૧

**ભવિષ્ય—**

દીર્ઘદષ્ટિનો દાસ, વ્યવહારીએ વાણીયો.
મળતાં **મોહનદાસ**, ચ્હડતો દહાડો રેંટીયા.—૧.
નાંખી નજરો દુર, ભૂતકાળે જોયા પછી,
ચ્હડતા એને શૂર, રંગ જમાવ્યો રેંટીયા—૨.
પૈસાના જે પૂર, પરદેશે પ્હોંચી ગયા;
બાળે એનુ ઉર, વ્હારે ધાયો રેંટીયા—૩
અવલંબનની આશ, પરદેશીપર પેખતાં;
અંતર થયું ઉદાસ, ત્હને જગાડ્યો રેંટીયા.—૪.
સ્વાલંબનનો પાઠ, નિજ કર્મોથી શીખવી;
એણે કર્યો છે ઠાઠ, ઘર ઘર વસાવી રેંટીયા.—૫.
સડતું શુષ્ક શરીર, ત્હારૂં એણે નિરખતાં;
બાળ્યું તનનું હીર, તુને બચાવા રેંટીયા.—૬.

રહ્યાં છતાં અવશેષ, મંત્ર સ્વદેશી એ ભણ્યો;
પાર્ટીટને પેલેસ, પધરાવ્યો છે રેંટીયા.—૭.
સર્ગો વિના તુજ હાલ, લાંબો કાળ નભે નહિં,
બનાવી એણે શાળ, તુને નિભાવા રેંટીયા.—૮.
સૌને સૌનો ભાગ, શાળ અને વળી રેંટીયો;
વિદેશીને નહિં લાગ, પછી ડરાવા રેંટીયા—૯.
માણસ હોંશે ખાય, કાચું પાકું હાથનું;
શાને નહિ પહેરાય, જાડાં કે તું રેંટીયા.—૧૦.
મુક્ત દંડથી જેહ, પર દુઃખે છે પાતળો;
**ગાંધી** નિભાવે દેહ, ત્હારે કારણ રેંટીયા.—૧૧.

## આશિર્વાદ મિશ્રિત સુચન.—

ફરજે મ્હેલો માંય, ઘરમાં યે કે બાગમાં;
ત્હારી પકડી બાંય; **મોહનદાસે** રેંટીયાં.—૧.
ફરતાં ફરતાં મંત્ર, કંઇ કંઇ તું ઉચ્ચારતો;
ભણ્યા ન હોયે તંત્ર, કાપ ખોદશે રેંટીયા.—૨.
પડતાં અણઘડ હાથ, તાર ઐક્યનાં તુટશે,
ચાલી સરખી ચાલ, ધિરજ દેજે રેંટીયા.—૩
સ્વદેશીનો અધિકાર, સૌને સરખો વ્હેંચજે;
આગ્રહનો અધિકાર; સાચવજે તું રેંટીયાં.—૪.

**કેશવલાલ પોપટભાઇ વૈદ્ય**

# માતૃ પ્રેમ

અમે સહુ એક ઝાડની ડાળ
નથી જુદાઇ અમે સહુ એક માતના બાળ;
હિન્દુસ્તાન છે દેશ અમારો ભારતી માત અમારી;
નવ કરીએ તેને માટે આ જાન અમારી પ્યારી;
**હિન્દુ-મુસ્લમાન પારસી યહુદી ખીસ્તી જાત અનેક**
જાત જુદી છો રહી અમારી પણ અંતર છે એક-અમે

સ્વદેશ સેવા
આર્ય નૈતિક નાટક સમાજ

# માતાની આશીશ

## હરિગીત છંદ.

કોમળ મધુરૂં મુખડું. નીહાળીને મમ બાલુડાં,
આનંદની ઉર્મી ઉછળતી, અંતરે મમ બાલુડાં
રસ સ્નેહની સીમા નથી, જ્યોતિ ઉઠે છે ઝળહળી.
ઓવારણાં લઉં હેતથી, રક્ષણ કરો તુજ શ્રી હરી:
**તિલક સમો તિલક બની તુજ દેશને દિપાવજે,**
**ગાંધી સમો સત્યાગ્રહી થઈ, હિંદને તું ઠારજે;**
ગૌરવ વધારી હિંદનું, તુજ દેશને શોભાવજે.

"આ હિન્દ મારો દેશ," એવી ભાવના પ્રસરાવજે;
તુજ એોષ્ટ ફરકીને ખરે. સાક્ષી પુરે મુજ વાતની,
સ્મિત હાસ્યથી મુખડું કહે છે કુંખ દિપશે માતની,
તેત્રીશ કોટી દેવતાઓ, સર્વદા રક્ષણ કરો,
નવ જીવનમાં મમ બાલુડાંનાં સ્નેહને ચૈતન ભરો.

**લેખક ન્હાનાલાલ દ. પટેલ,**

# અમારો દેશ

અમોને પ્રાણથી પ્યારો, **અમારો દેશ હિંદુસ્થાન,**
અખીલ સંસારમાં ન્યારો, **અમારો દેશ હિંદુસ્થાન;**
હિમાલય શા ઉંચા પ્હાડો, જે સ્પર્શે સ્વર્ગથી આશમાન,
સિંધુ, ગંગા, યમુના, આદિ નદિઓ દઇ રહી અમીપાન.
કળા કૌશલ્ય, વિજ્ઞાનો, તણાં ફુટયાં અહિંથી ઝરણાં,
ઉપનીષદ્ વેદ ગીતા—બ્રહ્મ વિદ્યાનાં અનેરાં ગાન.
અમોને એવી આ અમ માતૃભૂમિનું દિલે અભિમાન,
બોલો હિંદ દેવીનો સુજ્ય જયકારને કલ્યાણ.

**ચંદ્ર ગુપ્ત.**

શ્રી વિશ્વરંગ નાટક સમાજ

# વીર પૂજન ! !

વીરના કર્મને-
　　દેશજન પૂજિયે ગુણ ગ્રહે એજ ગુણ ગાન ?
દાનવીર કર્મવીર વીર-
　　તો શૌર્યની જ્યોત અદ્ભુત !
સ્નેહ જ્યોતિષ્યએ પ્રભુનું
　　સાક્ષાત પ્રિય અવતરણ મૂર્ત !
ભવ્ય બ્રહ્માંડમાં કર્મ ધ્વજ ધારકો:
રંજને ભટકતાં રામ ઉદ્ધારકો.
વીર પુંજન ન ત્યાં જન્મે ના સુભટવીર
પૂજ્યવીર કર્મ આ ભૂમિમાં પ્રકટ સ્થિર
　　શૌર્યના તેજ અમ્બાર ભરિયો.

રમણીયરામ ગોવર્ધનરામ ત્રીપાઠી.

# વીર હિન્દીઓને સંદેશો ?

રણ મેદાને ચડ્યા તો મરવું કે ઇચ્છિત કરવું:
એ વીર પ્રતિજ્ઞા શૂરા ! પગલું પાછળ નવ ભરવું
　　સુકાની સંભાળજે નૌકા,
　　તરંગો ઉછાળશે નૌકા,
　　ખડકમાં પછડાશે નૌકા,
　　સમુદ્રો ડુબાડશે નૌકા,
ખાવાનું નથી, કામ વિકટ છે. રણસાગર તરવું;

## મહારાષ્ટ્ર કેસરી.



સ્વ૦ લો૦ બાળગંગાધર તિલક.

બહુ તેં કરી બતાવ્યું કંઇ હું કરી બતાવું.

( જુઓ પાને ૧૯ મે )

**એ વીર પ્રતિજ્ઞા શૂરા!** પગલું પાછલ નવ ભરવું:

ઉખડશે તે જડની સાથે,
લટકશે તે થડની સાથે,
ભીડવું છે. ભડની સાથે,
કામ અહિં છે ઘડની સાથે,–
માથું હાથમાં લઇને લડવું–જીતવું કે મરવું;
**એ વીર પતિજ્ઞા શૂરા!** પગલું પાછળ નવ ભરવું–

"**દીવાનો**"

# પ્રકાશનાં પગલાં

**(પ્રભા છંદ.)**

પ્રભુની મોંઘી, એ **માતા**?
એ સુન્દરતાની કુંજ?
તુંજ નિર્મળ ને સુખશાતા
વહશે ક્યારે નવ ગુંજ?
તુજ દૈવી પુણ્ય પુરાણ પ્રભાનો કરવો પુનરુદ્ધાર,–
એ **ભારત માત**? વિચાર?

૨

તુજ પ્રજા બધી આ ઉભી, વરવા નવરંગ પ્રભાત;
સહુ મોહ ગયા તમ દૂખીઃ ને વીતી ગઇ છે રાતઃ
આવે પગલાં શુભ **નવ જીવનમાં** ઉઠ જગતને કાજ–
એ **ભારત માત**! ગાજ!

૩

દોરવ અમને સદ્ધર્મે, દોરવ અમને સત્પંથે;
નિર્ભયતા ભર અમ કર્મે ને શૌર્ય અખંડ અનંત;
સાતે આકાશ પડે શીરપર પણ હઠિયે ના તલપૂર ?—
ઓ ભારત ? બન બહાદૂર !

૪

અરધી દુનિયા રહે તાકી. તુજને કરવા સ્વાધિન.
ખખડાવે શસ્ત્ર તુમાખી સમજી અમને બળ હીન;
પણ અર્ધ જગત શું બાથ ભરી તુજ કાજે મરશું વીર—
ઓ ભારત ! ધરજે ધીર !

૫

જુગ જુગની વીર્ય સમૃદ્ધિ જુગ જુગનું તેજસ સત્વ;
તુજ ઉંડી આત્મનૂ સિદ્ધિ જે પામી જગનું તત્વ;
તે ફરી ચેતન ફરી જગવશે જય ધુન તુજ સંતાન
ઓ ભારત ! થા બળવાન !

૬

જગ ભલે અસત્યે જીતે, જગ ભલે અધર્મ તણાય;
તુજ અંતર તેજ સુરીતે તું જાળવ એ તમમાંય;
જો નોતાવૂં દેવાંગણમાં દાનવ—માનવને યુદ્ધ—
ઓ ભારત રહેજે શુદ્ધ ?

૭

તુજ ઉન્નત તીર્થ દ્વારે જગને કરવી મહેમાન;
રેલવવાં નવ—અવતારે જુગ જુનાં ઉરનાં ગાન.

સાગર સાગરની લહરીઓ શું ઉર ઉર ઉછળે આશ,–
ઓ ભારત ? માત પ્રકાશ ?

૮

ઓ માતા ! અમે સહુ ત્હારા, તુજ કીર્તિ અમારું સર્વ
રજની ભરતા જયમ ત્હારા ચાખે રજનીનો ગર્વ
દે હાક ! અને ખુણે ખુણેથી ધરશું હારોહાર !–
ઓ ભારત માત ! પુકાર !
અરદેશર ફરામજી ખબરદાર

---

# સ્વરાજ્ય નાદ.

---

જય જય હિન્દ અમારો દેશ
સ્વીકારો એજ જીવન આદેશ–જય.
પ્રાણ મંત્ર એ વેદસુત્ર એ દેવ તણો સન્દેશ ?
ગેબી ઘોષથી ગગન ગજાઓ જય સ્વદેશ ?–જય
નમન અમ ભારત ચરણે આજ
અમ્હારૂં પુણ્યવંતુ એ સ્વરાજ્ય !
હૃદય તંતુ ગુંથી આત્મ વીણાનાં
ગાન સુણાવો આજ !
લલિત કંઠથી મુગ્ધ મંત્રએ
જપો સ્વરાજ્ય ! સ્વરાજ્ય !–નમન
રા. રઘુનાથ ત્રિભુવનદાસ બ્રહ્મભટ્ટ

# જન્મ ભૂમિ જય સ્વદેશ!



જન્મભૂમિ જય સ્વદેશ

વિચાર એક ધર્મરાજ્ય
એક જ્યોત જ્યાં આરાધ્ય
શાંતિ સુખ ત્યાં સુસાધ્ય—જન્મ

૨

જીવન તીર્થ જગ પ્રદેશ

સકલોન્નતિ એજ મૂર્તિ
સેવા દ્રવ્ય ત્યાગ વૃત્તિ
અખંડ રહો એજ સ્ફૂર્તિ—જીવન

૩

આપપર નામ શેષ.

ગુંજ સકલ એ વિશેષ
સ્તવન વિઠ્ઠલનું મહેશ.
આ વિચાર રહો હમેશ—આપ

રા. વિઠ્ઠલ, ભગવંત—અહેરે

# રત્ન હરણ

કોણ દુષ્ટ આવ્યો અહિં, વીરા! કાળજ દીધું કોરી!
કોણ અમારૂં અણમોલું, તે રત્ન ગયો છે ચોરી!
ગોરી સ્વતંત્રતા હો ધ્રુવ.!

હસતું ઘર આમ રડતું કીધું, શૂન્ય બધું અહિં લાગે;
કોણ ફરી વસતું તે કરશે તેજ પનોતા પાગે ?
ગોરી **સ્વતંત્રતા** હો–કોણ.

મંત્ર તંત્ર કંઇ કામ ન આવ્યાં શસ્ત્ર પડયાંજ નકામાં;
છળબળથી હા કો પલકારે ગયો હરી એ શ્યામા
ગોરી **સ્વતંત્રતા** હો !–કોણ

વન વન ઢૂંઢયા પણ ન મળે કહિં પડયાંજ વદન સહુ ફીકાં:
મધુર સખી ? રે આપણ વચ્ચે આ શાં જબરાં છેટાં ?
ગોરી **સ્વતંત્રતા** હો !–કોણ

કાળો કર દુર્ભાગ્ય તણો ક્યાં છેક હજી છુપાવે ?
કિયોશોક વનમાં પૂરીને રાક્ષસ બિચ ઝુરાવે ?
ગોરી **સ્વતંત્રતા** હો !–કોણ

નર વાનરનાં જુથ મળે ક્યાં ક્યાં હનુમાન અમારો ?
અંગદ સેવક કોણ બનીને દે સંદેશો પ્યારો ?
ગોરી **સ્વતંત્રતા** હો !–કોણ

કોણ પાજ બાંધી સાગરપર, નહિ કીધું તે કરશે !
રત્ન અમારૂં મળશે પાછું, તોજ હ્રદય આમ ઠરશે !
ગોરી **સ્વતંત્રતા** હો !–કોણ

જ્યાં એ છે ત્યાં જનનું જીવન, નહિ ત્યાં મૃત્યુજ સારૂં:
એ વિણ રામ અદલ ક્યાં રહેશે ? આંખ વિના અન્ધારૂં !
ગોરી **સ્વતંત્રતા** હો !–કોણ

**અરદેશર ફરામજી ખબરદાર**

# ભારત અમ્હારો દેશ !!!

**ગઝલ.**

અમે લીધી ફકીરી આ, અમારી ભૂમીને કાજે !
જગાવી ઇશ્કની ધુણી, અમારી હિંદને કાજે,
બુતો પૂજા દીધી છોડી, કિતાબો રાખમાં રોળી,
અમે સહુ હિન્દને માટે, લીધી વરવી હવે ઝોળી,
ફિરસ્તા મુર્શિદોના સહુ, વચનને દૂર તો કીધાં,
અમૃત સમ સુખ ત્યાગીને, કટુ સમ ઝેર ને પીધાં.
કિતાબો વેદ પુરાણો, દીધાં પાણી મહીં સરવા,
ખુદાની ન્યાતમાં અમને, અમોને હિન્દની પરવા.
અમોને આ નસેનસમાં, બુરો નિશો બધે વ્યાપ્યો,
તમે તેને દફા કરવા હકીમો શીદને આવો.
તમોને છે પડી ટેવો મજેદારી ઉડાવાની,
અમારી એ બુરી આદત વફાદારી ઉડાવાની.
અમો મસ્તાનના મસ્તાનની એ ઓર મસ્તી છે.
અમારી આ અમારી હિંદને કાજે-જ હસ્તી છે.

**બુલબુલ**

---

# 'ઉદયના મંત્ર'

( રાગ—ગારો )

ઓ દેશીઓ ! આવોરે, કંઇ કરિયે ઉદયનાં ઉપાય
કરિયે ઉદયનાં ઉપાય

હો ધરિયે વિજયની ધજાય
આવોરે, કંઇ કરી ઉદયનાં ઉપાય—ઓ દેશીઓ !
પરવશ છે પ્રાણ આ
સર્વ સ્મશાન આ;
કરવી ત્યાં ચેતન ભર લ્હાય
આવોરે, કંઇ કરિયે ઉદયનાં ઉપાય—ઓ દેશીઓ !
અવની ને આભનાં
તિર્થો જે લાભનાં
પ્રાણે પ્રાણજ સેવાય
આવોરે, કંઇ કરિયે ઉદયનાં ઉપાય—ઓ દેશીઓ !
સેવાને સિદ્ધિના
પ્રીતિની ઋદ્ધિના
પળ પળ તે મંત્રો પઢાય
આવોરે, કંઇ કરિયે ઉદયનાં ઉપાય—ઓ દેશીઓ !

**અરદેશર ફરામજી ખબરદાર**

# માડીની ઝુંપડી !

(રાગ મીરાનું પદ)

દુઃખીયાનો વિસામોરે, **માડી ત્હારી ઝુંપડી**,
રણવગડાનો છાંયોરે, આંધળીઆની લાકડી.
કુંજ નિકુંજે લચી વલ્લરી, નિર્ઝરીઆં સંતાય
અમલ કમલ દલપર પંખીડાં, પ્રભુ લીલાને ગાય

રઢીઆળી એ વાડીરે, સોહાવતી જે ઝુંપડી;
આજે ખાવા ધાતીરે, નિર્જન રણમાં ઝુંપડી–દુખીયાં.
ધર્મ કર્મ રસકસ લુંટાયાં, ઘર ઘર વીખરી હીર,
છતી સંતતિ સત્વ લુંટાયું, ખેંચાયાં તુજ ચીર,
લુંટાતી એ માડીરે, ખાલી ત્હારી ઝુંપડી,
ખાલી તોયે મ્હારી રે, **માડી તારી ઝુંપડી**–દુખીયાં
ધન સંચી ખેતર સુકવીયાં, દવ પ્રેર્યો ચોપાસ,
રાતી વીજુની આંખડી દેખી પંખીડાં પામે ત્રાસ,
તેને સ્હોડે સ્હાતીરે, માડી ત્હારી ઝુંપડી,
પોપણીઆં શી પાતીરે, આછી જાડી રાબડી–દુખીયાં.
વન વીટયાં સિંચાણે સબળા, અવશ પડયાં તુજ બાળ
દામ કર્યાંને હડ ધુત કરીને, રણ વગડે દે માર,
અંકે લેવા ધાતીરે, તેને માતા રાંકડી,
શીળી છાંયે ધાતીરે, **માડી તારી ઝુંપડી**,–દુઃખી
કણ કણ કાજે વન વન ભિંજે, તુજ બાલુડાં પાંખ;
પણ સુખ દુઃખના લ્હાણાં લેવાં, કરતી તુજપર આંખ–
અંતે તું સંઘરતીરે, માતા મ્હારી દુબળી;
પ્રભુનો પંથ દાખવતીરે, **માડી તારી ઝુંપડી**–દુઃખી.
તુંજ જીવન અમ તું સર્વસ્વ, તુંજ સુધાનો સાર,
મુર્તિ મતી વત્સલતા દેવી, તું સુરલોકનું દ્વાર;
નંદન વન શી વ્હાલીરે, અમને ત્હારી ઝુંપડી,
જન્મ ભુમિ વ્રત પાળીરે **શણગારી શું ઝુંપડી**–દુઃખીયા.

**સ્વ. જીણાભાઈ અમીચંદ પટેલ**,

# એકદિન એવો આવશે

---

**એકદિન એવો આવશે,**

જ્યારે અમીઝરણો ઝરંતાં. પૃથ્વીનેય પલાળશે;
**એકદિન એવો આવશે-ટેક**
કળિકાળમાં પણ વીર એવા, આર્ય ભૂમિમાં પાકશે;
નિજવિર્યથી ભૂમિભકિતથી, આ સૃષ્ટિ નેય ધ્રુજાવશે-એક
રામ, અર્જુન ભીષ્મ જેવા, કર્ણ સંગ પ્રતાપને:
હમિરાજ, યોગીરાજ. ગુર્જરાજયનેય ભુલાવશે.-એક
શિબિરાજ, ભગિરથરાજ. સમ, પરમાર્થ જીવન ગાળશે;
મેવાડના ભડ ભીષ્મ, ચંદ્રારાજને વિસરાવશે,-એક
પર બ્રહ્મનિષ્ટ. વસિષ્ટ, વિશ્વામિત્ર. ઋષિના પાદને;
પ્રેમે નમી નિઃસ્વાર્થ. નેતા આર્યવર્ત ઉદ્ધારશે-એક

આત્મબળ, પામી બધા. આ પુત્ર ભારતવર્ષના;
નિર્ભય તણી મૂર્તિ બની. સૌ સ્વાર્થને તુચ્છકારશે,-એક

આ દેહ કાચો કુંભ આત્મા નિત્ય દિવ્ય પ્રકાશશે;
દઢ સત્યપર એ શત્રુના સંગ્રામમાં સૌ ચાલશે.-એક.

આ દુઃખને ભુખના પડ, પોકાર ચારે દિશથી:
ત્યાંથીય મંગળ ગીતના, ધ્વની મંદ મધુરા ચાલશે,-એક.

મરૂ દેશના જેવી ઉજડ ભૂમિ સર્વ ભારત વર્ષની;
ફળ ફુલથી લચી સુંદરી, સમ એકલી અહીં મહાલશે-એક.

અહીંથી મહાવીર મ્હારથી, ટંકાર કરતા શસ્ત્રના;
પરદેશમાં જઇ રાજ્યના, શુદ્ધ ધર્મને શીખવાડશે—એક.
પૂર્વે થયા ન્હોતા વળી, સ્વપ્ને ન તકર્યા વીર તે;
આ પૃથ્વીને કરી સ્વર્ગ, સર્વે દેવનેય ઉતારશે—એક.

મગનભાઈ ચતુરભાઇ પટેલ.

# ભારતનું નગારૂં !

(રાગ કાફી)

થાય પ્રભાત ભલેરૂં, ભૈયા! કેસરિયાં કરજોજી!
કેસરિયાં કરજો, રસ ભરજો, શસ્ત્રો ધરો કર શુરા!
આજે રણે રમવું, બહુ રંગેને રૂધિર ઉડાડવાં પૂરા!
ભૈયા! કેસરિયાં કરજોજી—૧

નભરણમાં રવિસિંહ, ઉછળતો, કેસરિયાં કરી આવે;
એ રસરંગ ધરી રણે રેલવું તિમિર રિપુ નહિ ફાવે;
ભૈયા! કેસરિયાં કરજોજી—૨

હાક પડે રણમાં ત્યાં ઉછળી, વીર પડે ઝંપલાવી;
વેર વિખેર ઉખેડ કરી દે, ન્હેર રૂધિરની ચલાવી;
ભૈયા! કેસરિયાં કરજોજી—૩

ઉંચી ગર્દનથી મરદ મુછાળા ભરશે ગગનમાં ઉછાળા;
કાંચલીવાળા તો ઠેર ઘલાય, ને શૂર રણે રઢિયાળા,
ભૈયા! કેસરિયાં કરજોજી—૪

કડકડ કરતાં આભ તૂટે પણ વીર ગણે ફુલ વરસે,
હાથ ખડી તરવાર ખખડતી તાતી તાતી બની તરસે!
ભૈયા! કેસરિયાં કરજોજી—૪

એજ પ્રભાત થયું આકાશે, એજ પ્રભાત તમારૂં,
વીર અદલ ઝટ જાવ ઝુકાવી, વાગે ભારતનું નગારૂં.
ભૈયા! કેસરિયાં કરજોજી—૬

**અરદેશર ફરામજી ખબરદાર.**

---

# ભારતીસ્તોત્ર!

શ્રેયકારિણી, કલેશહારિણી, શ્રેષ્ટ જે પૃથ્વી તલે!
સકલ શોચનિવારણી વંદન તને છે મંગલે,
વીર પુત્રની જન્મદાત્રી, ધાત્રીને સુપાલિકા,
સકલ જગવિખ્યાતિની નિજ ધર્મના અતુલિત બલે,
હૃદયસ્પર્શી પ્રેમશોર્યાંકિત અનેક પરાક્રમો,
માત! આલેખિતે છે ઇતિહાસપટ તુજ ઉજ્જવલે.
મુક્ત હસ્તે પ્રકૃતિએ વેર્યું નિજ સૌંદર્ય જ્યાં,
ધન્યધાન્ય વિપુલ જહિં નજરે પડે છે સ્થલસ્થલે,
ગગન ભેદી ધર્મ ગાથા ઘોષ જય ગર્જિત થતા,
ધર્મધુરાધારિણી તે તુંજ માતા સુફલે!

જ્યાં સુલલના ધર્મગામિની જન્મ પામી અનેક છે,
પ્રેમને સુપુણ્યશાલિની તેજ તું મા ! નિર્મલે !
ત્રીશ કોટિ છે નમ્યા તુજ ચરણતલ સંતાનમા ?
કેમ હીણે માત તેને, અન્ય સૌને હીણે ભલે,
પૂનઃ તે તુજ રિદ્ધિસિદ્ધિ પ્રકટ કર ઉલ્લાસથી,
સકલ પુત્ર ગજાવશે તુજ ગાન મા ! હિમાચલે,

**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદેશી.**



# ત્યારે તમ જય ગીતો ગાશું !



ભૈયા ! તમ તેજના ધ્વજા તો
ઉડશે નભમાં સ્વર તીર;
ધિમિ કિટ ધિમિ કિટ ધિમિ કિટ કરતા
વિજયી ફરશો રણધીર:
**ત્યારે તમ જય ગીતો ગાશું.**
ફૂલડાં વેરંતાં ત્યાંય
કરશું ત્યાર તમ જયકાર
જ્યારે દળ વાદળ વેરાય
જ્યારે નભ ખોલે નવ હાસ્ય મુખે,
ને દળ વાદળ વેરાય !

**અરદેશર ફરામજી ખબરદાર**

# "સ્વરાજ્ય"

મધુર સરોદે હૃદય ગીતડાં ગાનારાં હો વ્હાલાં!
નવયુગ જોમે નવીન તેજમાં ઉમંગથી ઘુમનારાં?
સ્વરાજ્ય વાદી સહોદરો હે ભરતબાળ વ્હાલાં?
હરે? હો! ભરત બાળવ્હાલાં!

સ્વરાજ્ય છે ભોગવવાં તમ તો કહેશો વિધિયો જાણે!
યજ્ઞ અનેરા આદરવા શૂં અડગ હિંમતે મ્હાલો!

૨

તત્પર છો તમ ત્યાગી દેવા સ્વાર્થ જગત ધુંટવતા?
વિણ અચકાયે હોમી દેવા સ્વાર્થ સકળ ભૂલવતા!
તત્પર છો સૌ ઇચ્છા મૂકવા સ્વરાજ્યની વેદીમાં!
હરે! હો! સ્વરાજ્યની વેદીમાં!

સજ્જ થયા કહો કમર કસીને સ્વરાજ્ય સાધુ બનવા?
જીભ જોરે જગ જીતન આશા ખેલો સૌ કાયરના.

૩

બહુ જીભ જોરે જગત ઝઝુમે કાંઇ નવ ધોળાશે.
મનરંજક પોપટશું કહિયે કર્મવીર લેખાશે?
લૂખે જીભે ગીતા પઢેથી સ્વર્ગે કહો કોણ જાશે!
હરે? હો! સ્વર્ગે કહો કોણ જાશે!
સ્વર્ગ નથી શુકવાદી સારૂ સ્વરાજ્ય નહિં બકવાદે,
કર્મવીર થઇ જગ ઝુકનારાં મેળવશે માગે તે.

૪

સૂણ્યા છે કહો ગૌરવ ગર્જન પ્રચણ્ડ વીર જીવનના,
નૂતન ખણ્ડની મુકુટ મણિસમ પ્રજા અમેરીકન!
હૃદય ધબકતા શા દીધા ભોગો સ્વરાજ્ય મેળવવામાં.
હરે ? હો ! સ્વરાજ્ય મેળવવામાં.
ગગન ભેદતા જ્વાલા મુખી સમ હૃદય એમનાં ઉછળ્યાં,
હલકટ ઇચ્છા ભસ્મ કરી સૌ દેશ ભક્તિની ધુનમાં.

૫

આત્મ કચડતી પર બેડીના લાંછનથી લજવાયાં,
સિંહ ઘોષથી વીરજન ગાજ્યાં પપાળી નવ કાયા,
ત્વચા કરડતા કામળી ગાડી કાપડ અંગે ધાર્યાં;
હરે ! હું ? કાપડ અંગે ધાર્યાં,
કોમળતા મોટાઇ નવમાની સ્વમાન મોંઘા જાણ્યાં,
પરઆશે ઝુલનારાં જીવન શ્વાનસમાં પરમાણ્યાં.

૬

હિન્દ બાળ હે ? ભાંડુભોળાં નવ ઉત્સાહે હસતાં,
આવો આપણુ પણ તપ કરીએ સ્વમાનને જાળવવાં,
અકળાયેલી હિન્દ માતાને નવજીવન ઝુલવવા,
હરે ? હો ! નવજીવન ઝુલવવા;
જીવન સત્વને ચુસી લેતા માલ વિદેશી મુકીએ,
કેવળ ભાવણુ કૈં નવ બગાશે કર્તવ્યે રસ ઝુકીએ,

૭

સમજ્યાં નહિ કે સ્વાર્થ ત્યાગની સમર્થ તારક શક્તિ-
પ્રભુ ધરનું છે અરબી અનુપમ ભગ્ન બળે ઝગારવાળી-

જગત વિનાશક કાગળ ભયાનક માટે પણ છે પૂરતી:
હરે ? હો ? માટે પણ છે પૂરતી ?
મહા તપ જોરે જેને જેને હાથે ભડ શક્તિ આ રમતી,
ગર્વ અન્ધા પશુ બળની શી ત્યાં આગળ પછી ગણુતી ?

૮

વર્તમાનની જગત અગ્રણિ પ્રજા બધી વખણાતી,
વિધવિધ રૂપે કર્મ ગોગ બળ અખણ્ડ સૌ દાખવતી,
પ્રજા પ્રગતિના સકળ અંગમાં અજબ રીતે શી ઘુમતી ?
હરે ? હો ? અજબ રીતે શી ઘુમતી,
એજ ભાવથી ભાંડુ જ્યારે આપણુ પણુ જગ ઘુમશું,
માસ બધાગે ગળી જશે' ને આપણુ પણુ જગત્ત સુશું,

૯

દેશ વિનાશક દુર્ગણુ ઝરતાં નામસ ધુમ્મસ ધાડા,
જીવન કલને ચીમડી દઈને સત્વ બધું હરનારાં,
પૃથ્વિ પર આ કાય આપણો ભારરૂપ કરનારાં,
હરે ! હો ! ભારરૂપ કરનારાં.
આવો વ્હાલા દિવ્ય પ્રેમથી ગૌતમ તપ આદરીએ,
પુણ્ય જીવનનાં જ્ઞાન તેજથી એ ધુમ્મસ દુર કરીએ.

૧૦

રૂષિ વીરનરનાં બાળ આપણે પૂર્વજ કયમ વિસરીએ !
પૂર્વજસમ ફરી ગૌરવવન્તાં આપ કયમ નવ થઇએ !
એજ રૂધિર'ને એજ હાડ તો કયમ કહો પાછા પડીએ !
હરે ! હો ! કયમ કહો પાછા પડીએ,

જગત પ્રજાઓની ગણતીમાં અધમ કીડા સમ ફરવું
ધિઃક ધિઃક એ જીવન આપણું બ્હેતર એથી મરવું.

૧૧

સ્વરાજ્ય લઇને નથી આપણે કેવલ લક્ષ્મિ પુજવી,
પશુ બળથી નથી અન્ધ બની'ને અબળ પ્રજાઓ પીડવી,
છળબળ છળતી રાજ્યનીતીને નથી કદી વ્હાલી કરવી;
હરે ! હો ! નથી કદી વ્હાલી કરવી;
સ્વરાજ્ય છે મેળવવું તો તે જગત સેવાને કાજે,
સ્નેહ ભીના પ્રભુ ગીત જગાવી જગત દોરવા માટે.

૧૨

ઉંધી પુતળીઓ જગ બાંધી અન્ધારે અથડાયે,
અધમ ભાવનાથી લલચાઇ ભાન ભુલી ગભરાયે,
દ્વેષ લોભ'ને મત્સરથી સૌ મહિં મહિં કાપી રિબાયે:
હરે હો ! મહિં મહિં કાપી રિબાયે,
"એક તાતના બાળ સૌયે" જગત મહિં છે ભુલ્યાં,
દાનવ માયા જડવાદે સૌ જગત મહિં છે ઝુલ્યાં.

૧૩

ભાંડુ વ્હાલાં ? સ્વરાજ્ય લઇ આ માયા નીચ સંહરશું,
રૂષિ મુનિવરના નિર્મળ બોધો જગત ફરી ફેલવશું,
પ્રેરક સૌરભ પ્રભુ પ્રેમની વિશ્વ મહિં ફર ફરશું:
હરે ? હો ! વિશ્વ મહિં ફરફરશું.
દેશી વિદેશી ભ્રમણા ભૂલવી જગત સ્નેહમય કરશું.
એક પાણીની છોળ બધી એ જ્ઞાન જગતમા ભરશું,

**ચન્દુલાલ મણીલાલ દેશાઇ.**

# જન્મ ભૂમિ !

પોતાની ભૂમિ માટે–ક્યા અભાગીને ઉરે નહીં પ્રેમ પ્રકાશે !
શું કોથી તુલના એની થાશે !
પોતાની ભૂમિ માટે–ક્યા અભાગીને ઉરે નહીં પ્રેમ પ્રકાશે !
વિમલ સરિત વિપીન તેતરૂવર, કુંજે કુંજે ગાતાં વિહંગવર;
એ પ્રકૃતિ સૌન્દર્યના સુખકર અભાસે-
પોતાની ભૂમિ માટે–ક્યા અભાગીને ઉરે નહીં પ્રેમ પ્રકાશે ?
" ધન ધાન્ય પુષ્પ ભરી આ–મારી હા ! મારી વસુંધરા ! "
એકજ એ વિચારના અદ્‌ભુત ઉલ્લાસે,
પોતાની ભૂમિ માટે–ક્યા અભાગીને ઉર નહીં પ્રેમ પ્રકાશે !
એ માતાના ક્ષણિક વિયોગે–પ્રેમને વિસાદે જે નવ રોશે,
શું માનવ જાતીમાં એ મૂઢ લેખાશે ?
પોતાની ભૂમિ માટે–ક્યા અભાગીને ઉરે નહીં પ્રેમ પ્રકાશે !
તું જન્મ ભૂમિ, મૃત્યુ ભુમિ તું, તુંહી ધર્મે કર્મે તુંહી તું,
મહિમા સ્તોત્ર તારાં સદા આ દાસ ગાશે;
પોતાની ભૂમિ માટે–ક્યા અભાગીને ઉરે નહીં પ્રેમ પ્રકાશે !

**ચાંપશી વિઠ્ઠલદાસ ઉદ્દેશી.**

# ભારતને ચરણે !

"સવૈયા એકત્રીસા."

ભૂમંડળમાં શ્રેષ્ઠ મનાતી ઉત્તમ ભૂમિ હિંદુસ્તાન;
રિદ્ધિ સિદ્ધ ને વિદ્યા, વૃદ્ધિ. માટે મળીયું જેને માન.
પતિત પાવની દીન ઉદ્ધારણી ગૌરવવાળી ને ગુણવાન;
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણુ નમે ત્હારા સંતાન.
જેક ભૂમિમાં જન્મ ધર્યો કે, રામ કૃષ્ણ આદિ ભગવાન;
સીતા તારા દ્રોપદી કેરાં સુવર્ણ અક્ષરથી છે નામ.
ઋષિ મુનિની ચરણરજથી, પૂનીત બન્યાં છે જેનાં ધામ;
પવિત્ર માતા પ્રભાવશાળી, ચરણે નમે ત્હારાં સંતાન
દેશ ભકત દાદાભાઇ 'તિલક' રાનાડે આદિ ભડવીર;
સત્ય પતાકા કરમાં સાહી ' ગાંધી ' ઉભા ગુણ ગંભીર.
માલવીયાજી મહીતળ માંહી વધારતા મા તારૂં માન;
પવિત્ર માતા પ્રભાવશાળી, ચરણુ નમે ત્હારા સંતાન.
ભૂખ્યાને ટળવળતાં દેખી અન્ન તણું તું દેતી દાન;
નિજ બાળકની તુલ્ય ગણીને, પોષે છે બીજાં સંતાન.
યાચક કેરૂં કલ્પવૃક્ષ તુ નિત્ય ગાઇએ ત્હારા ગાન;
પવિત્ર માતા પ્રભાવશાળી, ચરણુ નમે ત્હારા સંતાન.
દુઃખ દેખીને જરા ન ડરતી ઢંઢોળે નિંદ્રાથી બાળ;
'જાગો વીરા વ્હો ફાટયો છે અમૂલ્ય વહી જાય છે કાળ'

પર સુખની ઇર્ષાને લીધે મુખ મંડળ નહિ બનતું મ્લાન,
પવિત્ર માતા પ્રભાવશાળી ચરણ નમે ત્હારા સંતાન.
ગુણ અગણિત જનની તુજ ગાતાં પામે નહિ કો તે પાર;
દશોદશ ખ્યાતિ પ્રસરેલી ગાઇ શકે કયમ ત્હારાં બાળ.
ચરણ વંદિને શરણ લોટતાં ધરીએ નિત્ય ત્હારૂં ધ્યાન;
પવિત્ર માતા પ્રભાવશાળી, ચરણ નમે ત્હારા સંતાન.

**ન્હાનાલાલ દલપતરામ પટેલ.**

# અમે કોણ ?

( બેહાગની ધુનમાં )

જનેતા જન્મ ભૂમિ ને, પિતા પ્રભુ અમારે,
મીઠાં માબાપની સેવા, સહોદરને અમારે.
મમત ભર્યાં મૈયા પિતા પ્રેર્યાં રસાયન રેલીયે ?
ચલલી ચમક કંઇ ઔાર આત્મબળ બહલાવીયે ?
જનેતાનાં દુધડીયાંથી થવું ‘ દુધમલ્લ ’ અમારે
પિતાને છત્ર પ્રકટે આત્મ–ઘુમટ કંઇ અમારે
સંસાર સુંદર સામરથમાં ડોલીએ ડોલાવીએ !
ઉલ્લાસમાં રમતાં અજબ રંગી જગત અજવાળીયે.

“ લલિત ”

# અમ્હે તો ભરત ભૂમિના બાળ

અમ્હે તો ભરત ભૂમિના બાળ,
અમોને કેવળ એ પર વ્હાલ;
નિરંતર કેવલ એ પર વ્હાલ.
સ્વર્ગસમી પર ભૂમિ સુંદર ભલે રસમાં રમનાર;
અમ અન્તરમાં એને તેજે, પળભર નહિં ચમકાર,
અમ્હે તો ભરત ભૂમિના બાળ.
રંક ભલે રહી માત અમ્હારી તદપિ તે અમ પ્રાણ;
હૈયા ગેલ સલુણા દેતી શીખવે ઉન્નત ગાન;
અમ્હે તો ભરત ભૂમિના બાળ.
અવર ભૂમિની ભૂરકીમાં નહીં ભરત અમ્હે ભુલનાર;
પર માતાના લાડ લુખેરા તે શું દુઃખ દળનાર?
અમ્હે તો ભરત ભૂમિના બાળ.
અનેર વ્રત કંઇ અમે ઉજવીશું ઝગતા સુર ઝમકાર;
ઉષા સમી બસ ભરત હસાવી જગવીશું જયકાર;
અમ્હે તો ભરત ભૂમિના બાળ.
"વસન્ત-વિનોદી"

# ગુર્જર–ગર્જના?

(મિશ્ર હરિગીત)

ગુજરાતના પુત્રો અમો, ગુજરાતમાં દિલડું રમે;

તે વિણ કહીં જરીએ નહિં, અન્યત્ર અમને તો ગમે.
ભારે અમારૂં મન જરા મગરૂબ છે,
કંઇ આત્માના અભિમાનમાં ચકચૂર છે;
નવ લાજીયે કહેતાં ખરૂં આવે બડા રાજા ભલે?
"કે એક વ્હાલી માત વિણ ઉન્નત ન શિર કોને નમે."
ગુજરાત–ગૌરવ—ગીતડાં, લાગે અમોને મીઠડાં?
જે રસભર્યાં સ્નેહેસર્યાં, અમ દિવ્ય કવિઓએ કર્યાં.
નર્મદ કલાપી, બાળ આદિ બાલુડાં,
તારાં, અને અમારાંય ભોળાં ભાંડુડાં;
પ્રગટાવિ પ્રોત્સાહક પ્રભાને દિવ્ય ધામ વિષે જતા,
તેના રચિત યશ ગાન તારાં માત? અમ લલકારતા
વ્યાપાર મય છે અમ ભૂમિ, અમને કહો તો શી કમી?
રસકસવતી રસબસ અતિ, છે રમ્ય નન્દનવન સમી?
ઉપવન વનો ફલ મધુર ફુલડે લુમ ઝુમી.
અમ દેશની શોભા વધારે કારમી?
નૂતન વનશ્રી નિરખતાં ઉદ્વેગ સૌ જાતા શમી.
સન્તો મહન્તોનાં મનો, અહિયાં નિરંતર રહે રમી.
અમ જન્મભૂમિના સેવકો, અમને ન દૈવત અન્યકો;
સેવા મહિ તત્પર રહી, આનંદિએ અમ પૂજકો.
ઉન્નતિ તુજ જોઇ ઉર હરખાય હો,
પણ અવનતિથી હૃદય અમ ચીરાય હો;
નાના કદી પણ અવનતિનાં સ્વપ્ન સુદ્ધાં આવજો
માતા! મહા ઉત્કર્ષની, જ્યોતિ સદા પ્રગટાવજો,

અમ અંતરે સદ્‌ભાવ છે, નિજ બંધુમાં સમભાવ છે.
નિત એકતાવ્રત પાળતા, સંસારમાં શુભ લ્હાવ છે.
અમ હૃદયમાં પ્રભુતા તણો સંચાર છે,
માનાપમાન તણી ન લવ દરકાર છે;
પગલે પનોતે પૂર્વજોનાં ચાલવામાં સાર છે,
એવુ ગણી નિત વિચરીયે—બલિહારીનો એ બ્હાર છે.

**જનાર્દન, ના, પ્રભાસ્કર**

---

# અમે હિંદી હિંદી હિંદી!

---

અમે ભરતભૂમિના પુત્રો, અમ માત પુરાણ પવિત્ર:
રે જેનાં સુંદર સૂત્રો, ઝળકાવે ઉચ્ચ ચરિત્ર;
અમ અંતરને ઉદ્દેશી, કરશું હોકાર હમેંશ;
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
અંધાર વિષે અથડાતાં કે ફરતાં નિત્ય પ્રકાશ:
પડતાં રડતાં રગડાતાં કે કરતાં હાસ્ય વિલાસ;
પળ પળ અમ ઉરનિધિએ શી, હા ઉછળે ઉર્મિ અશેષ;
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
ક્યાં હશે હિમાલય જેવો, ક્યાં પુણ્ય પવિત્રજ ગંગ;
ક્યાં મળે અલૌકિક એવા, સહુ દેશ તણા બહુ રંગ:
ક્યાં મુનિ ઇશ્વરજન બેસી, કરતા પ્રભુપંથ ઉજેશ:

અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
ક્યાં રામ યુધિષ્ઠિર ધુમ્યા, ક્યાં ગરજ્યા અર્જુન ભીમ;
ક્યાં રજપુત વીર ઝઝુમ્યા, બળ દાખવવા અસીમ!
રે ભુલાએ તે રીતે શી અમ અંતરથી લવલેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
"નથીરે જીવવું પર આશે, છે પારકી આશ નિરાશ;
"નથી કર ધરવો કો પાસે, સ્વાશ્રયનો છે ઉલ્લાસ;
કઇ પુણ્ય પ્રભાવજ પ્રવેશી, અહીં દે અમને ઉપદેશ;
અમે હિંદી. હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ.
ધમ ધમ ધરણી ધ્રુજવશું, અમ દેશ તણાં કરી ગાન;
જય, જય, જય, નાદ કરીશું દઇશું મોંઘા પ્રાણ;
એ ભક્તિ વસી ઉર. તે શી, દેજો શક્તિ પરમેશ,
અમે હિંદી, હિંદી, હિંદી, છે હિંદ અમારો દેશ,

**ખબરદાર.**

(કંઇક ફેરફાર સાથે)

## वंदेमातरम्।

વન્દે માતરમ્

સુજલામ્ સુફલામ્ મલયજશીતલામ્
શસ્ય શ્યામલામ્ માતરમ્–વંદેમાતરમ્
શુભ્રજ્યોત્સનાં પુલકિતયામિનીમ્
ફુલ્લકુસુમિત દ્રુમદલ શોભિનીમ્

સુહાસિનીમ્ સુમધુર ભાષિણીમ્
સુખદામ્ વરદામ્ માતરમ્-વંદેમાતરમ્
ત્રિંશત્કોટિ કંઠ કલકલ નિનાદ કરાલે,
કોટિકોટિ ભુજૈર્ધૃત ખરકલ બાલે!
કે બલે મા, તુમિ અબલે?
બહુ બલધારિણીમ્ નમામિ તારિણીમ્
રિપુદલ વારિણીમ્ માતરમ્-વંદેમાતરમ્
તુમિ વિદ્યા તુમિ ધર્મ
તુમિ હૃદિ તુમિ મર્મ
ત્વમ્ હિ પ્રાણાઃ શરીરે.
બાહુ તે તુમિ મા શક્તિ,
હૃદયે તુમિ મા ભક્તિ,
તોમારઇ પ્રતિમા ગડિ
મન્દિરે મન્દિરે
ત્વંહિ દુર્ગા દશ પ્રહરણ ધારિણી,
કમલા કમલદલ વિહારિણી,
વાણીવિદ્યાદાયિની, નમામિ ત્વામ્
નમામિ કમલામ્ અમલામ્ અતુલામ્
સુજલામ્ સુફલામ્ માતરમ્
વન્દે માતરમ્
શ્યામલામ્ સરલામ્ સુસ્મિતામ્ ભૂષિતામ્
ધરણીમ્, ભરણીમ્, માતરમ્!
વન્દે માતરમ્
બંકીમચંદ્ર ચટોપાધ્યાય.

## પંજાબ કેસરી લો૦ લાલાલજપત.



અલિ ઇચ્છિત ગુલ્લાલા અગન શું ફુલડું હિન્દી.

( જુઓ પાને ૧૧ મે)

## સૂતરને તાંતણે સ્વરાજ્ય.



વરાળનો વસવાટ, નિત્ય ઉનામણીએ હતો;
સંભળાતો સુસવાટ, તંયે ભજાતો રેંટીયા.

(વધુ માટે પૃષ્ઠ ૨૬મું.)

# ' જય જય ગરવી ગુજરાત '

જય જય ગરવી ગુજરાત !
જય જય ગરવી ગુજરાત !
દીપે અરૂણું પ્રભાત !

ધ્વજ પ્રકાશશે ઝળળ કસુમ્બી પ્રેમ–શૌર્ય અંકિત,
તું ભણવ ભણવ નિજ સંતતિ સહુને પ્રેમભક્તિની રીત.

ઉંચી તુજ સુંદર જાત,
જય જય ગરવી ગુજરાત !
ઉત્તરમાં અંબામાત,
પૂરવમાં કાળીમાત,

છે દક્ષિણ દિશમાં કરન્ત રક્ષા કુન્તેશ્વર મહાદેવ,
ને સોમનાથ ને દ્વારકેશ એ પશ્ચિમ કેરા દેવ—

છે સહાયમાં સાક્ષાત,
જય જય ગરવી ગુજરાત !
નદી તાપી નર્મદા જોય,
મહી ને બીજી પણ જોય,

વળી જોય સુભટના જુદ્ધરમણને, રત્નાકર સાગર,
પર્વત ઉપરથી વીર પૂર્વજો દે આશિષ જયકર—

સંપે સોહે સહુ જાત,
જય જય ગરવી ગુજરાત !

તે અણુહિલવાડના રંગ,
તે સિદ્ધરાજ જયસિંગ
તે રંગ થકી પણ અધિક સરસ રંગ થશે સત્વરે માત,
શુભ શુકન દિસે મધ્યાન શોભશે, વીતી ગઇ છે રાત—
જન ઘુમે નર્મદા સાથ,
જય જય ગરવી ગુજરાત !

**કવિ નર્મદ.**

---

# ગુજરાતનું રાષ્ટ્રીય ગીત.

(ધનાશ્રીની ધુનમાં)

વ્હાલું વતન ગુજરાત. અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત !
સ્વર્ગભૂમિ સાક્ષાત્ અમ્હારૂં વ્હાલું વતન ગુજરાત !
પારનેર ને પાવાગઢસમ પ્હાડો જ્યાં રળિયાત !
પુણ્ય પ્રભાવે નદી નર્મદા તાપી વહે દિનરાત ! અમારૂં ૧
કરણરાજ ને સિદ્ધરાજ એ ગુજરાતના નાથ !
નિજ યશજ્યોતિ થકી કરી ગયા ઉજમાળું ગુજરાત ! અમારૂં ૨
નરસિંહ, મીરાં, કૃષ્ણ, સુદામા, અશોક પ્રભુ અવતાર !
પુણ્ય પગલિયે પાવન કીધી દિવ્યભૂમિ ગુજરાત ! અમારૂં ૩
સાક્ષરભૂમિ રાજનગર સમ સુરત અને નડિયાદ !
નર્મદ, બાલ, કલાપી, ગોવર્ધન, દલપત પ્રખ્યાત ! અમારૂં ૪
ભારતીય સામ્રાજ્યતણો એ બાહુ અડગ વિખ્યાત !
અન્ય પ્રાન્ત બંધુઓ સાથે વિહરશે ગુજરાત ! અમારૂં ૫

**જનાર્દન ન્હાનાભાઇ પ્રભાસ્કર.**

# ગુજરાત! તેડે હિન્દ રાષ્ટ્રીયજ્ઞ મંડપે!

( ગઝલ )

ગુજરાત ! તેડે હિન્દ રાષ્ટ્ર યજ્ઞ ઉત્સવે,
તું સ્વાંગ ધારી સજ્જ થા-વિલંબ કાં કરે ? ગુજરાત.
અન્ય પ્રાન્તબંધુઓ તૈયાર થાય છે,
અનુરૂપ ત્હારા સ્થાનને સામગ્રી લઈ જજે. ગુજરાત.
ગુજરાતના માહાત્મ્ય, સમું કાંઇક અર્પજે,
જો અન્યની પ્રમાણુમાં પાછો રખે પડે ? ગુજરાત.
એ માતૃસેવાયજ્ઞમાં આચાર્ય તું થજે,
કૈં દાખવી પ્રભાવ ઉચ્ચ પદ દીપાવજે. ગુજરાત.
તું રાષ્ટ્ર જીવનની પતાકા ધારી ઘૂમજે,
જય ઘોષ હિન્દ માતાનો જગે ગજાવજે. ગુજરાત.

ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા.



# દેશ બન્ધુઓને !



ગઝલ

અરે ! મુજ દેશ બન્ધુ હો ! ન શું સૌ આપણે ભ્રાતા ?
ભૂલી ભેદોપભેદો તો નહીં કાં એક સૌ થાતા ?

ભલે બંગાળી-પંજાબી, ભલે તૈલંગી—મદ્રાસી!
ભલે દક્ષિણી-ગુજરાતી, ન શું આ હિન્દના વાસી!
ભલે હો હિન્દુ-મુસલમાન. ભલે હો પારસી-ક્રીસ્તાન!
પરન્તુ બન્ધુ! એ સૌયે નહિ શું હિંદનાં સંતાન?
સુધારક કે રૂઢિરક્ષક ભલે મિતવાદી કે ઉદ્દામ;
રૂચે જે તે ભલે હોયે!-જુદાઇ તેથી શાને આમ?
રહી હિંદની ગરમાં શું ન લોહી હિંદનું વહેતું!
જરૂર સંતાન ભારતનાં સહુ આપણ છિએ બન્ધુ!

ચંદ્રશંકર નર્મદાશંકર પંડયા.

# ગુર્જર—પ્રેમ!

રાગ ભેરવી.

( હવે તો જો જરા જાગી. એ પ્રચલિત રાગ )

અમે તો બાળ ગુજરાતી.
માત ગુર્જરી ખ્યાત, દેવી સાક્ષાત (૨)
અતિ કુળવંત પંકાતી-અમે તો૦
નંદન વન બનાવીને સજી સૌંદર્યથી ઝોળી.
રમકડાં દેવ-ધામોનાં બતાવી બોધ એ દેતી-અમે૦
સાગર-લહેરની દોરી વતી અમને ઝુલાવીને,
અહોનિશ દિવ્ય વાણીથી સરિતા ગાન એ ગાતી-અમે૦

વન ઔષધિ–ઉચ્છ્વાસની નીત ઔષધિઓ આપતી,
જાણે અજાણે બાળકોના રોગ પ્રેમે કાપતી.
ગિરિ તણા સિંહો સમા થાવા અમોને બોધતી,
ગિરનાર, પાવાગઢ સમા દૃઢ થવાને અનુમોદતી.

ખંડેરાવ માનાજી પવાર.

# જન્મભૂમિનું જયમંગલ!

( લાવણ્યમયી )

છે શું કોઇ પૃથ્વીતલપર જીવતો શબરૂપ સંસારી ?
કહે ન નિત્ય જે; જીન્હાથી આ–છે આ–જનની મ્હારી,
નિર્જીવ–શ્વાસ ધમણ માફક ધમનારૂં, નર હો કે નારી;
છે શું કોઇ પૃથ્વીતલપર જીવતો શબરૂપ સંસારી ?
વિદેશથી પગલાં ભરતાં પાછાં નિજ ભૂમિને સંભાળી,
હૃદય ન પ્રકટયો પ્રેમ, કર્યો અભિષેક ન પ્રેમાશ્રુ સારી;
"મા મ્હારી"–"માની મા" 'તેની પણ મા'–નાં સુખ ઉચ્ચારી
છે શું કોઇ પૃથ્વીતલપર જીવતો શબરૂપ સંસારી ?
લઇ ઉપાધિરૂપ ઉપાધિ, નામ નામનું જે ધારી,
ધનકુબેર ચોકી કરવાને બન્યો, સ્વાર્થનો ભીખારી;
ચારણને ગુણકીર્તન ગાવા બન્યો નહીં જે અધિકારી,
છે શું કોઇ પૃથ્વીતલપર જીવતો શબરૂપ સંસારી ?
માટીનાં પુતળાં જેવો તે જે માટીથી દે(હ) ધારી,

માટી થઇ જાતાં માટીમાં દેશે તેને ભંડારી;
મોત ઉપર પણ મોત મેળવી, છોડી ગયો દુનિયા સારી,
શું કોઇ પૃથ્વીતલપર જીવતો શબરૂપ સંસારી?
દિવાનો.

# કર્મ-યુગ!

આ ગયા હૈ કર્મયુગ કુછ કર્મ કરનાં શીખ લો;
દેશપર અરૂ૧ જાતિપર હંસ હંસરકે૨ મરના શીખ લો,
મારનેકા નામ મત લો પહેલે મરના શીખ લો,
મીસ્લે૩ આયર્લંડ દબ કર ૪ ફિર ઉભરના ૫ શીખ લો.
પાર યદિ હોના તુમે પરતંત્રતા દુઃખસિંધુસે,
તરકર૬ તો રક્ત સાગરસે ઉતરનાં શીખ લો,
ફિર જલા દોગે સકલ સંસાર કો ક્ષણ માત્ર મેં,
દેશદુઃખ કી આગમેં પર પહેલે જલના શીખ લો,
જેલયાત્રા કે લિયે દિનરાત ઉત્સાહિત રહો!
કૃષ્ણ-જન્મ સ્થાનમેં૭ નિર્ભય વિચરના શીખ લો,
દેખના હૈ દ્રશ્ય ભારત વર્ષમેં યદિ સ્વર્ગકા,
દેશકા તો પ્રાન પનસે૮ દુઃખ હરના શીખ લો

---

૧ અને. ૨ હસતાં હસતાં ૩ પેઠે. ૪ દબાઇ જઇને. ૫ ઉભા થતાં. ૬ તરીને. ૭ કારાગૃહ-કેદખાનું. ૮ જીગરથી.

# અમર તિલક !



રચનાર–શા. દિવાનો.

ગયો કહે છે સહુ પણ ક્યાં ગયો ? ને ક્યાં જવાનો છે ?
હજુ છે કામ બાકી, દુર એ ક્યાંથી થવાનો છે ?
જમે ઉધાર જ્યાં સુધી, ન આવે એક ત્યાં સુધી–
કરી ખાતાં બરાબર મેળ ક્યાં મેળાવવાનો છે ?
અધૂરૂં કામ મૂક્યું છે પૂરૂં તે કામ કરવાને–
કહ્યુ કૃષ્ણે પુકારીને," "ફરી તે આવવાનો છે."
"ભલે છોડયું કલેવર આ, થયુ જૂનું નવું લેશે;
"નવો જુસ્સો, નવું ચેતન ફરી એ લાવવાનો છે."
કર્યો ઉચ્ચાર મોંઢે, મૂકવા આચારમાં તેને;
ફરી એ કર્મયોગી કર્મયુગ પ્રકટાવવાનો છે.
'જૂઠી ભિક્ષા તજી દ્યો કર્મવીરો કામમાં લાગો ?
શિખાવ્યો મંત્ર એ મંત્રો બીજા શીખાવવાનો છે.
'મતિ અંતે ગતિ તેવી,' કહી ગીતાનો ગાનારો'
વિજય ધ્વજ હોમરૂલનો એ હજૂ ફરકાવવાનો છે.
નક્કી એ આવવાનો છે, વિજય વરતાવવાનો છે;
દિવાનો પણ હજુ જય ગીત એ સંભળાવવાનો છે.

[ સોરઠો ]

શૂરો લઇ વિશ્રામઃ સૂતો, ત્યાં લોકે કહ્યું—
'થયો તિલક અવસાન; જીવો તિલક ઘણું જીવો.'

# ગાંધીનું ગુજરાત !

ગાંધીનું ગુજરાત, ગણાયું, ગાંધીનું ગુજરાત !
ગુર્જર દેશે વિરલ મૂર્તિએ, વિમલ સરલ સાક્ષાત,
દર્શનથી કંઇ ચેતન પ્રગટે, જોતાં એની જમાત.
જેના સાચા સાધુઓ ભ્રાત–ગણાયું૦

**સાબરમતી** ના સુંદર તટપર, પકટયું નૂતન પ્રભાત,
**મોહન** તુજ સત્યાગ્રહ બંસી, સુર સુણી સહુ જાત,
કરે છે મીઠી ઐકયની વાત–ગણાયું૦

દેશ ભક્તિને રાજ્ય ભક્તિની, સાચે સાચી વાત,
નિર્ભયતાને સત્ય વચનની; દીક્ષા દઇ તેં તાત,
બનાવ્યું નવલું ગુજરાત–ગણાયું૦
(હીંદુસ્તાન)

સમાપ્ત.

---

# હિન્દ દેવી.

પુણ્યનું પુરૂં પાત્ર અમ માત, પનોતા **હિંદદેવી** વિખ્યાત,

*          *          *          *          *

કીર્તિ જેની ઝળહળતી તે જાણે જગ સાક્ષાત,
કૃષ્ણ બુદ્ધને **મહાવીર** જેવા પુત્ર તણી એ માત,

*          *          *          *          *

વંદીએ પ્રેમ સૃષ્ટિ રચનાર પતિતને પાવનની કરનાર;
અમારી એજ **હિંદીની** માત,

પનોતા **હિંદદેવી વિખ્યાત.**

**ગોકુળદાસ ના૦ ગાંધી.**